



# ફુલનો ઓથમીર

અથવા

# ગામડીયો ગમાર.

કી. ૦-૪-૦



તૈયાર છે                                                    તૈયાર છે

સુંદર દશ ચિત્રો સાથે

# ચતુર સુંદર સ્ત્રી વિલાસ

અથવા

# મનહર સરસ ગરબાવળી.

—:0:—

સારા ઉંચા ગ્લેઝ કાગળ, સુંદર પ્રીન્ટીંગ તથા સુંદર આકર્ષક ફોટાઓ સહિત આ ગરબાવળી પહેલવહેલીજ બહાર પડી છે આજ સુધી આ નાનાવિધ ગરબાવળીઓ ઘણી છપાઈ ચુકી છે પરંતુ આવી ગરબાવળી કોઈએ બહાર પાડી નથી જેના અંદર "સીતા વનવાસ" "નળ દમયંતી વિયોગ" "શિવ ભીલડી સંવાદ" "સત્યભામાનું રૂસણું" હાસ્ય લીલા, લગનના ગાણામાં સારા ગીતો ગરબાઓ વગેરે વગેરેનો સંગ્રહ કર્યો છે જેને એક વાર જોવાથી ખાત્રી થશે.

પૃષ્ઠ આશરે ૧૭૦ પાકું કાર્ડ બોર્ડ પટીના પુઠા સહિત
છતાં કીં. ૧-૪-૦ વી. પી. ખરચ જુદું.

# હમારા તરફથી પ્રગટ થએલા પુસ્તકોની યાદી.



ગુજરાતી ગાયનમાળા ભા. ૧ આવૃતિ ૨ જી ૦—૬—૦

ગુજરાતી ગાયનમાળા ભા. ૨ ,, ,, ૦—૬—૦

ગુજરાતી ગાયનમાળા ભા ૩ ,, ૧ લી ૦—૬—૦

ગુજરાતી ગાયનમાળા ભા ૪ ,, ,, ૦—૬—૦

ગુજરાતી ગઝલ સાગર આવૃતિ ૨ જી ૦—૮—૦

મનરંજન ગાયન સંગ્રહ ૦—૪—૦

કળીજુગની દ્રૌપદી યાને પંદર પતિઓ પતીવ્રતા સતિ ૦—૪—૦

લાલ હીરો અથવા ભાગ્યહીન બહેનની (સચિત્ર) ૦—૬—૦

હિન્દ-કીર્તન (સચિત્ર) આવૃતિ ૨ જી ૬—૦૦

સ્વરાજ કીર્તન ૦—૨—૦

અહ્દ્નગુણી શશીકળા અથવા વહેમનું વમળ (સચિત્ર) ૦—૬—૦

શ્રી ૧.

શ્રી ગણેશા શાહેનમ :

# ગામડીયો ગમાર

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

**અછ! અમે તો જરૂર મમ્મઇ જઈશું ?**

સુરત બંદરની પાસે બારડોલી તાલુકાના મોતા ગામમાં, ધનાભાઇ કરીને એક કણબી રહેતો હતો. ગામના સૌ લોક તેને ધના પટેલ કહી બોલાવતા. ધનાપટેલ ઉમરે ત્રીશ વર્ષના, બાંધી દડીના શરીર વાળા એક કદાવર જુવાન હતા. સંતતીમાં આપણા ધનાભાઇને એક પુત્ર, અને એક પુત્રી હતાં. પુત્રને સૌ કોઇ દીઆળના નામથી બોલાવતા, અને પુત્રીને અરખીના નામથી ઓળખતા દીઆળની ઉમ્મર સાત થી આઠ વર્ષની હતી, અને અરખી ૨।૩ વર્ષની

હતી. બન્ને બાળકોની માતાનું નામ જમના હતું. જેને ગામલોક તરફથી પટલણનો ખેતાબ આપવામાં આવ્યો હતો. જેથી ગામના નાના મોટા સૌ તેને પટલણ કહીનેજ બોલાવતા. જમના પટલણની ઉમર સત્તાવીશથી અઠ્ઠાવીશ વર્ષની હતી, શરીર જરા શ્યામ, પણ ચ્હેરો દેખાવડો હતો. વળી ગામડીયો સંસાર ગબડાવવાની બુદ્ધી સારી હતી. જેથી તેઓ આખા ગામમાં પંકાઇ રહયાં હતાં. ધનાપટેલ બાપુકો ધંધો ધમધોકાર ચલાવી રહયા હતા. તેમ તે ચલાવવા તેઓની પાસે સાધન પણ પુરતું હતું. ધનાભાઇ પાસે પોણોશોથી સો વીઘા સુધી બાપોતી જમીન, ચાર જોડ સારા મજબુત બળદો અને ગાયો ભેંસોનો સારો જથો હતો તેમજ નોકર ચાકર વીગેરેનો પણ સારો જોગ હતો.

આપણા ધનાભાઈ ગામડીયા ગામના પ્રમાણુમાં બહુ સારી સ્થીતીવાળા તરીકે મોના ગામમાં પંકાઈ રહ્યા હતા. ફકત અફસોસ અને ગમગીનીની વાત તો એજ છે કે બિચારાને બુદ્ધિ સાથે બારમા ચંદ્રમાનો જોગ હતો. પોતે બુદ્ધિમાં બુડથલ, દેખાવે

બાહુક જેવા બીહામણા, ક્ષથર પથર ? ગમારનો પહેલો નંબર ધરાવતા. તેઓએ તેમની આ ત્રીશ વર્ષની જીંદગીમાં મુસાફરી કરી હશે ? તો ફક્ત મોતા થી બારડોલી સુધીજ ? તે પણ વળી કદી કોઇ કાર્યનો પ્રસંગ આવે તો વર્ષે બે વર્ષે એકાદ વખત આપણા ધનાભાઈ બારડોલી જાય ત્યાંથી પણ ભડકી ! ભડકી ! અડધા થઇ વીલે મોઢે ઘેર આવે, અને જમના પટલણ પાસે આંસુ લુછાવે. આટલી બધી બુદ્ધીની બલી હારી છે છતાં ધન્યવાદ તો આપણા ધનાભાઇને એજ આપવાનો છે કે પોતે જડ ! જક્ક ! અને આપમત કરવાના કામમાં એક એકકો કહેવરાવી રહ્યા છે.

આ મુડથલ ! અમુચકના હાથમાં જે સંસારની લગામ આવી હોત તો ધનાભાઇએ ક્યારનું એ ઘણા એનગા બનાવી દીધું હોત. પરંતુ દૈવયોગે, પુર્વના સંયોગે પટલણ સારા મળ્યા હતા એટલે ધનાભાઇની ધમાલ ધમધોકાર ચાલી રહી હતી.

જમના પટલણ સ્વભાવે શાંત, વિવેકી, અને વિચારશીલ, મતલબ જેટલા બુદ્ધીશાળી અને ખેતી વાડીના કાર્યમાં કુશળ હતા. એટલે ધનાભાઇનું ગાડું ધમધમાટ ચાલી રહ્યું હતું.

દીઆળી નિશાળે ભણવા જતો અને અરખી માતાની મીઠી નજર તળે બેસવા-કુદવાનો ધંધો કરતી

એ પ્રમાણે આપણા ધનાભાઇનું નાનકડું કુટુંબ મોતા ગામમાં મોજ કરી રહયું છે, એવામાં અચાનક ભાગ્યદેવી આડી ઉતરી બિચારી જમના પટલાણ નો સુખ સુર્ય વિપક વાદળમાં સપડાયો.

એક દીવસ રાત્રે સાડાનવેકને સુમારે આપણા ધનાભાઇ પરસાળમાં ચોરા ઉપર ઢાળેલા ઢોલીઆપર બેઠા બેઠા મોટો રણસીંગડા જેવડો બીડો મોઢામાં ઘાલી ધુમાડાના ગોટેગોટ ઉડાવી રહયા છે. બાજુમાં બીજા ઢોલીયાપર બેઠા બેઠા જમના પટલાણ તપખીર ના સબડકા તાણી રહયા છે. દીઆળ અને અરખી માતાની ગોદમાં ભરાઇ ઘસઘસાટ ઉંઘી રહયા છે. પટેલે બીડો મોઢામાંથી કાઢી હાથમાં ઉભો ઝાલી ટકોરો કર્યો?

પટેલ—હં! મકુ! હાંભરો કે?

પટલાણ—હં! અં! ઓરે! તીઆરે કંઇ બેરા? બેરા છીએ હું?

પટેલે—એમ છે ! તીઆરે જો હાંભળ ! હું ! તો અવે મમ્મઈ જવાનો ! શું છમજી.

પટલણ—હેં ? શું કયું ! મુમ્મઈ ? જવાદો ! જવાદો ! છાનામાના એ મુમ્મઈ ? મુમ્બઇમાં આપડે હારૂં ! શું કામ છે ! એ છછરીના ? મુમ્બઇના વેહની-તમને કાં ખબર છે ? હતો હારૂં બનએછતું આવે તીને મુમ્બઇ ! બીજાને તો હારી મુછીબત ?

પટેલ—મુછીબત વરી હાની ? આપડો ગોપા રાઓ તઈ છેની ! શું છમજી ?

પટલણ—તે ગોપારની વઉએજ મને વાત કરીં કે કાકીજી ! બહારૂ હારૂ મુમ્બઈ ! હારૂ કઈની હારૂ ! ગોજુ ! ગોજુ ! ને મંદુગાર ! હારૂ નાલ્લી ! નાલ્લી ! કોથરીઓમાં રેવાનું ! રાંધણી પણ તેંજ ! ને નાવણી પણ તેંજ ને હારૂ ! હુવાનુ પણ તેંજ ! હારૂં અકરઇ ? ને ગુંગરઇ જવાય ! મુવું એ મુમ્બઈ ! આપડે નઇ જઇએ બા ! વરી તમને ખબર છે ? હારૂ ! મુમ્બઈ ગામમાં વાડાનું તો નામજ નીમલે ! ને કુવો તો કેથો કોઇ ઘરમહરા ! ઘરમહરામાં એમ તીયારે બાકી તો બંબામાંથી ડુચુક ! ડુચુક ! કબાકખણ પાણી આવે !

તીમાંથી હંધાએ ભરી લેવાનું ! એ હારી મુછીબત ની ! તીઆરે હું ?

પટેલ—જા, જા. હારી ગાંડી, એવું તે હોય ! મમ્મઇ, એ તો બઉ મમ્મઇજ છે. હેલા માસ્તરને તે આજેજ મેં નુઉ પેપર હાભરૂં, બઉ મમ્મઇ જોયું નથી. તેની હારની જીંદગી રઇ છે. છું હમજે. આપડે પણ હવે તો નીછય કઇરૂં કે બઉ મમ્મઇ જવુંજ !

પટલણ—નીછય તો કરિ, પણ એ ખેલ ખોટો. આપણને પસંદ નથી. હારૂ, એકતો તમારો છબાવ ઓલ્લીયો ? વરી કોઇ દીવહ ! મોતા ગામના પાદર બાર નીકરેલા નઇ, ને આમ ફુસ, મુસ, ને બુસ. મુમ્બઇ જવા તીઆર થાઓ. એ હાર ગમાર જેવું નહતો બીજું હું.

પટેલ—હાહરી ? તું તો બઉ ડાઇ થેઇ ગઇને હું ? હારી ફિ મમ્મઇ જવા નીકરશે, તીઆરે કેતી છે ? ગમાર જેવું ? હારીને વીઆણ જવું હોયતો ઝટ ચાલવા માંડે. આ બેનો ઇનછાપ ? આ હાભરવું હોયતો હાંભરી લે. આપડે તો જરૂર મમ્મઇ જવુંછુ ? છું હમજે ?

એ પ્રમાણે ટપોટપી આપણા ધનાભાઇની પર સાળમાં ચાલી રહી છે. એવામાં અચાનક બારણું ખખડયું અને એક બાવીશ વર્ષનો જુવાન કેમ ? પટેલકાકા ? કરતો અંદર ધુસ્યો.

આવરે પોર્યા ? મોરીયા અતીયારે કાંથી ભૂલો પઇડો.

મોરીયો—અરે ! નહીરે પટેલકાકા. એતો જરા છનીઆ દુખરાને તૈં ગએલો. પાછા કરતા તમારી પર હાળમાં દીવો બરતો જોયો. હારૂ વીચાર કઇરો કે ચાલો જરા પટોલકાકાને છલામ ભરી આવીએ ?

પટેલ--મારો હા...રો, પાકો ઉછતાદ, ખરા ટાંકણાછર આવી પોંહચ્યો, ઠીક. તઇને હાબર પોર્યા મોરીઆ, અત્રે તો હું આ તારા પટોલકાકા મમ્મઇ જવાના, છુ છમજો.

મોરીઓ—જાઓ, જાઓ, પટોલ કાકા, ગરીબ માણુછની મશ્કરી હું કરતા ઓહો, તમારે વરી હું દુખ છે, કે મમ્મઇ જાઓ.

પટેલ—હત છછરા, ગધેડા, હારા જીને દુખ ઓય, તેજ મમ્મઇ જતા ઓહે-કેમ, છછરો, હજામ

બાઈ, હારો, મમ્મઈ, નાટાલ, ઘનુબાગ બધે ફરી આઇવો પણ હારો તીવોને તીવોજ. જો છાંભર, આઉ તને છેલ્લાજ છપ્પો કહિ છું, ગઇ આપરે તો અવે જરૂર મમ્મઈ જવાના. છું છમને

મોરીઓ—તમે કીધું તે અક્છરે અકછર છમજો પણ એ કાકા આ કાકી કેમ આમ ફિકાછ થઇને બેઠા છે.

પટેલ— એ હારી મમ્મઈનીજ મોંકણ તો, એ કે નથી જવું ને મારે ગઇ જવું, છું છમજે?

પટલણ—તમારે તો ગઇ જવું. છે કાંઈ બીક ફીકર. ફછઆરીનાં જાન ની મલે ને બિચારા મમ્મઈ જવ નીકરિા છે.

છમજાવ, છમજાવ, હારા, મોરીઆ, તારા કાકાને મુમ્મઈ જેવા મોટા ગામમાં ગમાર જેવા ક્યાંએ ગોથા ખાઇ જસે.

મોરીઓ—હાંબરૂ કે કાકા, આ કાકી છું કેતી છે. ગમાર જેવા. તે હારી વાતે હાચી, એવા મોટા ગામમાં તમને અટરામણ થીઆ વગર તો રેજ નહિ

પટેલ—હત હરામખોર ? હારા મુરખ કેશ્વધેનો? હહરા ? તું પણ બહરા કે ને હાચુ માનતો છે. આઠ દાડા જોવા છીએ તેમાં હું અકરામણ થવાની હતી. હારૂ, જરા ફરી આવીહું, હેલ કરી આવીહું.

મોરીયો—હેલ તો ખરી, પણ એ હારો જરા વેહ વહમો તો ખરો, તમે મોતા ગામ મુકી બાર ની નીકરેલા ને એકદમ હુચ, મૂચ, ને ભુછદેતેકને મમ્મઈ જવા નીકરી પડો, તે હારૂં વખતે બડકી ? બડકી જાઓ તીઆરે હું વેહ થાય. કેમ કાકી બોહલા નઈ, જરા ટાપછી પૂરો.

પરક્ષણ—હોવે, જોની મોરીયા આવી ગાંડી ઘેલી વાતો કરે છે, એ બિચારા મુમ્મઈના છપાટામાં ઉડી જાય કે નહિ. કે, જોઉં, મોરીયા ઉડી જાય કે નહિ.

મોરીયો—અરે બાઇ તોબા કરો કાકી, એમના તેં તે હું બાર કાઇડા, એ હાઇ, મમ્મઇ જવું તે રમત બમત છે કું. નીરે બાઇની. આપડી ધાનતો કઇ બેછતી નથી. એ...છમજો. પટેલ કાકા સમજી જાઓ.-મુમ્મઇ જવાનું રેવા દો. આલો મારી હાથે કાલે છુરત જુઓ તો ખરા છેલ.

પટેલ—અરે ચલરે, અજાભભાઈ. તારા સુરત ની એળી, તૈળી, છાતવાર. હું છમકો.

**!! બસ અમે તો જરૂર મઈ જઈશું !!**

આપણા ધનાભાઈના છેલ્લા કડાકાની સાથે બિચારો મોરીયો હજામતો ચુપ ચુપ પસાર થઈ ગયો. જમના પલટણ પણ ધમોધમ બાગ્યા હાંફી, દીવો ધબાગ્એનમા: ફરી ઢોલીયા ઉપર મૂંગે મોઢે સૂઈ ગયા. તેઓ પોતે પણ ગુસ્સામાં ગુસ્સામાં નિદ્રા દેવીને આશ્રિન થયા.

---

# પ્રકરણ બીજું.

---

## છાબાછ! માછતર છાએબ છાબાછ!

પ્રિય વાંચક, થયું બીજા દીવસનું પ્રભાત અને આવી બિચારી જમના પટલણની કમબખ્તી આપણી જમના પટલણ દાતણ આદી સ્નાન સંધ્યા કરી, ઢોરો વીગેરેની વ્યવસ્થાથી પરવાર્યા, ત્યારે આશરે આઠેકને સુમારે આપણા ધનાભાઇ આળસ મરડી પથારીમાં બેઠા થયા, તંબાકુ પાત્રાનો ટોપલો ખોળા માં લઈ, ખાસ્સો મઝાનો આંગળ આઠેક લાંબો અને એક ઇંચ જાડો બીડો બનાવ્યો ઉપર દેવતાનો અંગા રો મુકી સળગાવ્યો ધુમાડાના ગોટા ઉડાવતા ધનાભાઇ પાદરે જવા ઉપડયા.

અહિં જમના પટલણે દાતણ વીગેરેની સ[illegible]ડ કરી એટલામાં તો પટેલ આવી પહોંચ્યા દાતણ મોઢા માં નાખી મોઢું ઝોકું ચાવી બે લસરકા આમ, બે લસરકા તેમ લગાવી લઈ ઝાડ્યા કરી ફેકી માર્યા મોઢું ધોઈ બોલી ઉઠ્યા.

ધનાભાઈ—કેમરે, પટલણુ, પછી મમ્મઈનો શું વિચાર કહરો.

પટલણુ—અંદરૂં મુંમ્મઈ, ને મુવો તમારો વિચાર. હારા તમે તો દાડે દાડે છેક ગાંડા થતા જતા છેઓ. તો શું નીતો, એછોની છાના માના, નીતો કંઈનું કંઈ થઈ બેઠછે ?

ધનાભાઈ—હારી ફાટી કે શું, હઠરી, તું શું કેતી છે, કા અછ જવાના, અમે તો આજે છાંજેજ મમ્મઈ જવાના, શું છમજી.

પટલણુ—હેં, શું કયું, આજે છાંજે.

ધનાભાઈ—? હોવે, આજે છાંજે, છે કંઈ છવાલ બોલી દે જોઉં. તુ શું કેવા માંગતી છે.

પટલણુ—હારા તમે તે કંઈ ચકડોર જેવા છેઓ કે શું, જડલા જેવા. હારા કંઈ છમજો નઈને માથા શું ફેડાવીઆ કરતાં છેઓ.

ધનાભાઈ—એ હઠરી છમજની પૂછડી, છીધો જવાબ નીઆલે ને હારી બકબક શું કરતી છે, બછ અવે બલાઇ, શું છમીજ, આજ છાંજના જયા વીના કોણુ હારો રીએ છે, બોલ શું કેતી છે.

પટલણુ—થાકી બાપ હું તો તમારાથી, હવે તો બે હાથ જોડી કેમ છું જે છમજો, માથાની ફોડા વીઆ કરો, હું તમારે પગે પડું.

ધનાભાઇ—તો હારી હુંકા કમ છેમ ! તું હહરી મારે પગે પડે ! તો હું આખોને આખો તારે માથે પડું એમ છું ! છું છમજી !

પટલણ—કપાર તમારૂં, હારા રોંચડા જેવા?

ધનાભાઇ—હહરી ! કીયાર કીયારની છતાવીઆ કરે ને તારા બાપનું કંઇ ખાધું છે હું ? તે હહરો મારી પાછે કંઇ માંગતો માંગતો છે હું. હારી—અમ ખોટી ઝાલીને અફારીજ લાખા ?

આ પ્રમાણે પ્રભાતના પહોરમાં આપણા ધનાભાઇને બુમો પાડતા સાંભળી તેઓના કેશવભાઈ આવી પહોંચ્યા પટલણુ ત્યાંથી ખસી રાંધણી તરફ ગયાં. ધનાભાઇએ કેશવભાઇને આવકાર કરી બેસાડયાં.

કેશવભાઈ કોણ છે ? તે આપણે અત્રે ખુલાસો કરવો જોઇએ. કેશવભાઈ ધનાભાઈના સગાભાઈ થાએ છે. પરસોતમ પટેલે પોતાના મૃત્યુ વખતે બન્ને છોકરાઓના હીસ્સા જુદા કરી આપ્યા હતા

જેથી તેઓના મરણ બાદ કેશવભાઈ અને ધનાભાઇ પોત પોતાના કુટુંબોનો જુદોજ; વહેવાર ચલાવતા આપણા કેશવભાઇએ બેસતાની સાથેજ રોદુ બંધ સવાલ કર્યો. !

કેશવભાઇ—કેમરે ? અઇસા ધનીયા? ફીઆર ફીઆરનો હું બખારા લાખીઆ કરતો છે ?

ધનાભાઇ—કંઇ નઇરે કેછવભાય, એતો હારુ અમછતુ છેજ? મેં હારાએ આજે છાંજે મમ્મઇ જવાનો વીચાર કઇરો, ઘરમાંથી હારી ના કેતી છે? આપણો સવભાવ જરા ગરમ ! અને તાઉછ રીએલો ! એટલે હારી તકરાર થઈ ગઈ? હું છમજા ?

કેશવભાઈ—ઓપ—તારી હાયને......ઉં ? મારો છ—છ—રો...તું તો કઈ કંઇ મનકુબા ઉડાવતો દેહું નેહું ? હારો ગમાર, તારે વરી તેં હું કામ છે હહરા ગયેડા ?

ધનાભાઇ—અરે હૅલ કરવા છતોછેમ? હૅલ કરવા ! હું છમજો ! કેછવભાઇ એ તો હારી છેય નાગને માથે ખીલી ઠોકઇ મઇ ! ધનાભાઇ આજે છાંજે મમ્મઈ જવાના, હું છમજા.

કેશવભાઈ—ક્પાળ હહરા તારૂ હારા એમ ઉંચ મૂચ ને ભૂચ તે વરી મુમ્બઇ જવાનું ઓહુ કે આપડા ગોપારને કાગર લખ પછી જાનીતો એવડા મોટા ગામમાં કંઇ આથડહે હાહરા બેછની છાનો માનો ? એ દીવછ રેઇને ગીયા.

ધનાભાઈ—છીરં પટકી મરી જાઓ તો છું થયુ અવે આ ધનાભાઇ છબ્દ ફેરવે ! અરે છું વાત કરો છો હારૂ પસ્થમીમાં છેહજ. અંધારૂ વરી ગીયું કે છું ! અજી જાણુતાની ઓાવ કે ધનાભાઈ તો ધારહે તેજ કરહે, છું છમજા.

કેશવભાઇ—હમજ્યા મારા દાદા હંધુએ હમજા હારો જડહા જેસો નાહલા પોર્યાની પેઠે જક્ક લે છે ! તે છોડતોજ નથી. હારા ખુબ યાદ રાખજે કે હેલા જકી પાડા જેવી ગત થવાની છે.

ધનાભાઇ—જે ઇછવરે ધારીઓહે તે થહે ? બ્ભી ગીયા છું ? કેછવભાઈ ? એતો માથા મુકવાના કામ છે, છીર જાય કે લાઅછી ખાય

કેશવભાઇ—કેટોલા ખાય તીઆારે ! હારા વરી ઉંધુ કરે તો ઉંધુજ થાય.

એ પ્રમાણે બન્ને બાઇઓની તડાતડી ચાલી રહી છે. એવામાં રાંધણીમાં ઘુસેલા પટલણ હાથમાં ચાના બે કપ લઇ બ્હાર આવ્યા. બન્ને બાઇઓ પાસે એક ગોઠવી દુર ખસી ઉભા રહયા. કેશવબાઇએ કપમાંથી થોડી ચા રકાબીમાં કાઢી ઠંડી થવા મૂકી સવાલ કર્યો.

કેશવબાઇ—જમના? આ હારો? ખનો વરી હું કેનો છે? હરરે! આજે હાંજે મમ્બઇ જવા વીચાર કરેને પું?

પટલણ—ઓવે? મોટાબાઇ જુવોને? કા ઝાંજ ઝાંજના એમંજ માથા ફોડાવીયા કરતા છુ? ઉતો હારી હમજાવી હમજાવી થાકી? એમની ધીઆનમાંજ ની ઉતરતુ! ઉં હારી કેતી છેમ જે તમે ગેપારબાઇને ડાગર લેખા! પછી જાઓ તો તે તમને ઝામો સેવા આવે. નીતો એવડા મોટા ગામમાં ઠમને પું હમજ પડે? કાં? જોઇ? મોટાબાઇ? હું હમજ પડે?

કેશવબાઇ—કપર હહરાનુ? હારો બગુચક જેવો છે? હારો જડધા જેવો ઝમજે નઇને

છરી મારવા જતો છો હારા હમજને ? આ બધા કેતા છે તે તારા મનને ઘાસ કાપતા છે હું ?

ધનાભાઇ—હંધાએ ઘાસ કાપો કે જુવાર હારે ? જોએતો વાલ વાડો ? તેની હાથે મારે શું હંબંધ ? બસ બંદા તો આજે હાંજેજ ઉપડી જવાના ! શું હમજા !

એ પ્રમાણે ધનાભાઇની ધમાલ ચાલી રહી છે એટલામાં નિશાળના માસ્તર જેઓને ત્યાં આપણા ધનાભાઇએ ન્યુસપેપર સાંભળ્યું છે. તેજ માસ્તર નરભેરામ ત્યાં આવી પહોંચ્યા. આપણા માસ્તર નરભેરામ જરા ભણેલા તેમજ દેશ પરદેશની મુસાફરી કરેલા એટલે હુશીયાર અને પટાબાજ તરીકે પંકાતા. વળી આંટી ઘૂંટીની બાબતોમાં દરેકને તોડ પીપરી આપતા એટલે ગામના સૌ લોકને તે વ્હાલા અને પ્યારા પ્યારા થઇ પડ્યા હતા. આપણા માસ્તર નરભેરામ ઘરમાં ઘૂસ્યા કે બન્ને બાઇઓ બોલી ઉઠ્યાં. આવો માસ્તર સાહેબ ! પધારો ?

બેઠો ? બેઠો ; કહી કેશવબાઇએ તકીઓ

ગોઠવી આપ્યો. માસ્તર સાહેબ તકીએ બીરાજમાન થયા કે જમના પટેલણે ચાનો કપ લાવી ગોઠવી દીધો.

પ્રિય વાંચક હવે તો આપણા ધનાભાઇના ઘરમાં એક નાનડકી મીજલશ જેવો દેખાવ થઇ રહ્યો. ત્રણે જણા ચાની રકાબીઓ હાથમાં લઈ સુસવાટા, અને ફુફાડા સાથે ગટકાવવા માંડયાં.

જમના પટેલણે સુડી અને સોપારી લાવી હાજર કર્યા કેશવભાઇ સોપારીના ચુરો કરી સર્વ ભાઇઓને વહેંચવા મંડયા. ધનાભાઇએ પણ વ્હેલા વ્હેલા પરવારી જઇ એક ખાસ મઝાનો મોટટો બીડો વાળી વિવેક કર્યો.

ધનાભાઇ—લો, માછ્તર છાઓ બીડી તણો!

માસ્તર—ઓ બાપરે... આવડો મોટો બીડો? તોબા? તોબા? આપણાથી તો નહિ પીવાય.

(વચમાંજ કેશવભાઇ ચીડાઈ બોલી ઉઠયા)

કેશવભાઇ—હત્! છ્છરા ગમાર? હવા હારા ગધેડા? માછ્તર તે ન્હી એવડી

મોટી બીડી તાણી છે કે ? ઇમને તો બંઘ આમ ફેંકી નાખો છા? લવંગીઆ બીડી જોઇએ ! લાવ ! લાવ ! હાશ ! હું વારી આપતો કેમ ?

માસ્તર—તો શું થાર ? કેશવભાઈ ? આપણા ધનાભાઇનું કામ જરા જંગલી જેવું તો ખરૂં !

કેશવભાઇ—તો હું ! હાંરો જડહા જેવો ! કાલ છાંજ ! છાંજનો મુમ્બઈ જવાનેજ માથા ફોડાંવીઆ કરતો છે ! વરી આજે છાંજેજ જવાનું કેનો છે ; એ છહરાનું થાય હું !

માસ્તર—અરે વળી એમ તે કંઇ મુંબઈ જવાનું હશે કે ! સમજ્ય ? ધનાભાઇ સર્વે પછી ! કાગળ બાગળ લખ્યા પછી જજો નહિ તો ખાલી ખરાબ થઇ જશો ! ખબર વિના તમો અજાણ્યા ત્યાં ક્યાં અથડાશો ? બોલો જોઉં ! તમો મુંબઇ જશો ? તે ક્યા સ્ટેશન ઉતરશો ?

ધનાભાઈ—મુમ્બઇના ટેશણે ઉતરા ? હારૂ એટલું પણ ભૂલી જવાનો કે ? હું માછતર

તમે પણ એ બધાની હાથે મારી મશ્કરી ઉડાવતા છેઓ !

કેશવભાઇ—નોરકુ ! હારા તારા બાપનું ! મમ્મઇનું વરી ડેશણુજ કાં છે ! હલ્કરા ! તેં તો બલ્લીરોટનું ! કેમં માઝતર છાગેબ !

માસ્તર—જીહા ! સ્ટેશન તો ઘણા છે. પણ આપણો ગોપાળ ભૂલેશ્વર લતામાં રહે છે એટલે ચર્નીરોડ ઉતરવું ઠીક પડે.

ધનાભાઇ—ઠીક છે ! આપણે પણ તેં ચલ્લીગેટ ઉતરવું ! શું છમજ્યા ? જવાના તો આજે છાંજે !

કેશવભાઇ—કો ! માઝતર ! આ હારાનું શું કરીએ એ હલરો માનતો બી...ને મારો જીવતો ઉથલ પાથલ થઇ જતો છે ? હારો અઝરઇ ઉટ જેવો ! તેં કેથો રવડી જતો રેવાનો છે ?

માસ્તર—અરે એમ ગભરાઇ શું જાવો છો ! એનો પણ રસ્તો કાઢીએ ! એમાં શું મોટી વાત છે ?

રસ્તો કાઢવાની વાત આવી એટલે તો આપણા ધનાભાઈ ખુશી ખુશાલી સાથે પોકારી ઉઠયાં ?

મોરીયો—નીકળશે છે કાકા! અમણાજ છરકારે કાઇડા છે! તમને હુ ખબર છે? વરી હારાને કોણ જાણે હું પાઇને દોડાવતા છે કે મેંજું કરતા આહ્યા! પેલીહા ધુમીયાજ કરે? આપણને તો જોઇને ચકરી આવી જાય!

પટેલ—હારો બીકંણુ." હહરા એવુ ઓય તીયારે તો એવા અક્કડ થઇને ઉભા રીએ! કે હારી ચકરી હુ આવી જાય! ઉતો બીઉ! કઇ નઈ" હારાની હામેજ થઇ જાઉં? હુ છમજો! તારાછમ તારે ગરે આય"

મોરીયો—અરે જુઠા ઉડી જાય કાકા! એ બધી તમારી છરૂઇની ચાલે ઝાઝું કરો તો હેલા ટોપીવારા ધપ્પા મારે ચાર—તે પાઘડું બાઘડું ગબડાવી દે! વરી કાકા! પાડાનું નામ હાંભયરૂ. નામ.

પટેલ—નહી ભાય! હારાનું વરી નામ પણ પાડ્યુ છે હુ—

મોરીયો—ઓવે! ઓવે! હારા તીને મોટાકાર કેના છે. હમજા કે કાકા.

પટેલ—અરે ગમે તેવો મોટોકાર ઓય તો હું થીઉં ? હારા જો જેની ઉતો છવારી કુધ્ધા કરા ! હારાના કાન ઝાબતે કને છડી બેહા ! ખુ છમજો ! તારાઝમ તારે ગરે આય !

મોરીગો—કાન ઓય તીયારે ને—હારો બધેથી બોડોબટ જેવો આવનો છે, ફેરફાર કંઈ હાથી નથી તો બાય—એવું કંઈ રાખ્ખુ ઓયતો તો બધાજ છડી બેહુ પણ તાં તો બધુ છાફ કલીન છે. નીમરે કાન કે નીમરે ઠીંગડા ને હારાને પુછડું પણ નઈ ? જોઓ ઓતે તે કાકા ? તો કિંતો હારો પુંછડેજ ટીંગઈ જતે ?

લ્યો આ અજામત બની ગેઇ ? તપાછો ! છે આમ છાફ—કલીન—! હી...........સુ લંપાક જેવું.

પટેલે માથે અને દાઢીએ હાથ ફેરવ્યો !

પટેલ—વાહ છાબાછ! દોઝ ખરેખરી બની ગેઇ આતો હારી મમ્મઈનીજ અજામત ! જેતો ખરો પોર્યા ! આ ગાલ હું તકતકે ! હારી દાઢી

તો અપક ! અપક થીયા કરતી છે ! તેએ આ આંઇ તો આય ફેરવીજે ! ધનાભાઇએ મોરીયાનો હાથ ઝાલી માથા ઉપર ફેરવાવ્યો. મારો હા...રો હુંશીઆર ! ઉછતાદ ! કારીગર ઉછતાદ ! ઇમાંતો છક નીભાય !

આ સાંભળી હજામભાઇની ચરકી ? મોરીયો ફુલાયો ? ઠાવકો ચહેરો રાખી બોલી ઉઠયે !

મોરીયો—અરે. કાકા ? ઉછતાદીની હું વાત કરો છો ? ધનુછ બામની બીચમાં અચ્છા અચ્છા છાવકારોને મૂકી લાઇબા ? પણ હહારાનું કીછમતજ કૈની હારૂં છે. નીતાઆ મોરીયાબાઇ બે પધમાં દાડી બોકતે ગોટ ! દેન ! ફેટ લ્યો છલામ ?

પટેલ—ઓય મારો છછરો બનરેછી લલકારતો દેહુંને હું ? અલ્યા પણ તું આવહે કીઆરે ?

મોરીયો—આપ કો તીઆરે આઉં ? ફરમાવો ઉમા ?

પટેલ—બરોબર છાહા બારે આવ ? વીદરની વચમાં હુરીનારાણ થાય તીઆરેહું છમજો ?

સલામ ભરી મોરીયો રવાનો થઇ ગયો આપણા ધનાભાઇ રાંધણીમાં ઘૂસ્યા. પટલણની ધમાલ જોઇ ચીડાયા.

પટેલ—આ હું બધી ધમાલ કરી મુકી છે? હાહરી તારે ઘેર કંઈ તાડી હીરી આવી ગેઈ હું? કંઈ પાપડ તરી કાઇડા છે! ઢેબરાની થોકને થોક છીંચી દીધી છે? એ હારૂ બધું છે હું? ધું છમજી.

પટલણ—ઓય શું! મોકણુ મારી હારા ચગડોર જેવા! ખબર ની ઓય કે છાંજે મમ્મઇ જવું છે બાથા વગર ખાહો હું?

પટેલ—મારૂ બાથુ છે? હું? કરો ચોક્ખ હાવો બાણ પીહરો?

પટલણે ભાણું પીરસી. તઇયાર કરી પટેલ પાસે ગોઠવી દીધું. પટેલ ખાઈ હાથ ધોઈ ઓદકાર ખાતા. આગળ પરસાળમાં આવી પહોંચ્યા. એટલે કેશવભાઇ બુમા બુમ કરતા ઘરમાં ઘૂસ્યા

કેશવભાઇ—કેમરે! આઇલા ધનીયા? આહ્યા પેલીહા ફરીયા કરે તે કંઇ જઇમો બઇમો કે હારા બોઇયા?

બે પઈ ઉપર–। જો હાંબર પોર્યો આ તારા ધના કાકા મગ્નમ જતા છે। તીને હાથે રાખજે–ને ફુરેતથી હેલી ગાડીમાં હારે બેહાડી દેજે નીતો એ હારો તો રત્ના જેવો છે?

મોરીગો–તેટલા દોછતી તો આપવો છેમ? બરાબર ચોકશ બેહારી દેવા. ચાલો અવે નાકીદ કરો? ટેમ થવા આવી છે.

આપણા ધનાભાઇ કપડાં પહેરવા માંડયા. ઃશમી કોમ્નુ ધોતીયું દોટીની કેસોવાળી બંડી? ઉપર દોટીનુજ બદન તે ઉપર નાનકલાકનો અંગ-રખો ચઢાવ્યો પાઘડા હાથમાં લઇ સાફસુફ કરી માથે ગોડવી અરસીમાં જોઇ આ બાજુ પેલી ફેરવી પણ કાંઇ મન માન્યુ નહી એટલે ધના-ભાઇએ પાઘડાને ધીક્કાર આપવા માંડયો.

ધનાભાઇ-હારી આજે વરી તને હું વાંધુ ગીયુ છે! હવી ફીયરની મથાવીઆ કરતી છે આમણાહી ઝહીને અફારીજ લાગ્યા.

પઘટી બીચારી બહી ગયા. એકદમ કપ ટ્ઠાને માથા સાથે ચોટી ગઇ ધનાભાઇ ખુશી

ખુશી થતા વહી ઉભા થયા. બારણા પાસે આવી જેવો જોડામાં પગ ઘાલ્યો કે કેશવભાઇ ખીજાઇ જઉ બોલી ઉઠયા.

કેશવભાઇ—મેર છછરા ગધેડા હારા—બણુચક આવા જોડા પેરીને તે હારૂ મગમાઈ જવાતું હોહે કે હારા કાડી નાખ કાડી નાખ.

ધનાભાઇ—તીઆરે પેરૂ હું ! છછરો કુંવર ! આપી ગીયો તે હહરા મોચાને તો પાણીનું ટીપું ની હોય તાં વાડવો જોઇએ ખું છમજ્યા. હારાએ બધો છવાદ બગાડી નાખ્યો !

કેશવભાઇ—અરે હું એમ બી ગયો ! હારૂ એમ તે હું કંઇ છેકજ છતીયાનાશ વરી ગયું છે હું જાતો પોર્યો પેમલા દોડનો દીકરા આપડે ઘેર નારી કાકીને કાયે કે હેવો કાબે નવો જોડો તેલ પાઈ અડારીમાં મુછકો છે તે આપો તો ?

પેમતો ઉતવળો ઉતાવળો ચાલતો થયો એટલે કેશવભાઇએ ધનભાઇને શીખામણ દેવા માંડી.

જો જે હારા તે હું બારણે ગાડીમાં હંધનો

ખુલતો નથ નાતો કંઇનો કંઇ તણાઇ જહે ! એ તો હારી ગાડીનું કેમ રાત ને દાડો આલીશાન કરે વળી કોથરો હાંકવજે !

પેમલો જોડા લઇ આવી પહોંચ્યો વ્હેલા વ્હેલા કેશવભાઇએ હાથમાં લઇ ધનાભાઇના પગ પાસે ગોઠવી દીધા ધનાભાઇએ માંહે પગ ઘાલ્યો અને મોઢું કટાણું કરી પાછો ખેંચી લીધો કેશવભાઇ બોલી ઉઠ્યા.

કેમ ! કેમ ! શું થીડે જાય !

ધનાભાઇ-કરે જરા નડતો છે ખુંચે છે

કેશવભાઇ તીમાં એમ ખાયલા જેવા થી શું ગાભો ! હાથી હુબાને દોરી ઘાલ. એતો ધાર સ્થાને મન બેસતું આવી રેહે !

કેશવભાઇના કહેવા પ્રમાણે ધનાભાઇએ જોર કરી જોડા પહેર્યા સૌ બારણે આવ્યા પેમલા હજામાએ સરસામાનનો કોથળો ગાડીમાં મુકી દીધો ધનાભાઇ સૌને આવજો, લાયજો વગેરે શબ્દો કહેતા ગાડીમાં બીરાજમાન થયા મોરીયો પણ બેઠવાઇ ગયો

એ આવજો ! સવને બોલાવજો ફાગર બાગર ! લખજો વીગેરે અનેક તરાહની કોલાહલ વચ્ચે પેમલા દુબળાએ માફો ચાલતો કર્યો. ધનન-ધનન ઘુઘરા ખખડાવતા બળદો ચાલતો થયા એટલે કેશવભાઇએ મોટેથી ધનાભાઇને બલામણુ કરી.

એ હારા રામા ! તેં હભારજે !!

---

## પ્રકરણ ૪ થું.

---

એ જીહામ પટેલકાકા ! આવજો

પ્રિય વાંચક, એ જાય પેલો જાય કરતાં મારો પાદર બહાર નીકળી ગયો. પેમલા ડુબળાએ ગોધાને લલકારી લેવા માંડયા. પટેલ અને મોરીયો વાતે વળગ્યા.

પટેલ—પોર્યા મોરીયા ! એ દારૂ મમ્મઇ બઉ વખણાતુ છે તે કેવુંક છે.

મોરીયો—અરે કાકા હું વાત કરું બાછ જાણે પરમેશ્વરને તેનું છરમછાનજ છમજો ! બારે મોટું બપકા વારૂં ગામ જો જો તો ખરા. બધુ જોઇ જોઇને તમને તો દારી બડક પેઠી જછે ! બડક !

પટેલ—જા ! જા ! દારા ઉતે કંઈ એવો બાયલો છેમ જેઢરીને પેઠવા દઉં દારી આવે કે ઝાલીને અફારીજ દાંખુ ! છુ છમજા !

મોરીયો—એનો તઠ પેઠડો તીઆરેજ ખબડ

પડહે ! હારૂં અક્રરઇ અક્રરઇને ગું ગરઇ જવાય ! ઉં હારો અક્રરાઇને ભાયગો ને કે તારી માનુ મમ્મદ પંચણું હત્ત તેરીકી હારુ કંઇની હારૂ !

પટેલ—એછ એછ હારા ડોબ્બા ! મમ્મદ ! એતો મમ્મદયજ છે ! છું છમજ્જે !

એમ સટર પટર વાતોના સપાટામાં બારડોલીનું સ્ટેશન આવી પહોંચ્યું. પેમલા દુબળાએ માફો ઉભો રાખ્યો. ધનાભાઇ અને મોરીયો ઉતરી પડયા. પેમલાએ બળદ છોડી માફાના પૈડા સાથે બાંધી દઇ માથે કોથળો ઉપાડી લીધો. ત્રણે જણા સ્ટેશન ઉપર આવ્યા. મોરીયાએ ટીકીટો લીધી. દરવાજે કપાવી અંદર ધુસ્યા—ગાડીનો વખત ભરાઇ ગયો હતો. પેસેન્જરોની ધમાલ વચ્ચે ગોટા ઉડાવતી ગાડી. સુસવાડા બોલાવતી સ્ટેશન ઉપર આવી ઉભી રહી, પેસેન્જરોની ચઢ ઉતર સરૂ થઇ. આપણા મોરીયાએ પણ ધનાભાઇ સાથે કોથળો લઇ એક ખાનામાં ધુસી જઇ બારણું બધ કર્યું. ?

ગરમ ચેવડા! સુરતની બરફી! ગુલાબજાંબુ? સકરપાળે ચાહ ગરમ? પાનની પટ્ટી લાલમલાલ? આલમણીયા પાણી! તલ્લક બીડી!

વીગેરેના અવાજોના પોકાર વચ્ચે ટન. ટન ટન. ટન. ઘંટાનો ઘોષકર્ણું ગોચર થયો. સીટ સીટ સીટીની સાથે ગાડી ચાલતી થઇ! આપણા ધનાભાઇ સવડ કરી પ્લાન ફોર્મ ઉપર પાઘડી બાજુમાં રાખી બેસી ગયા. ખાસો મજાનો બીડો વાળી સળગાવી ધુમાડાના ગોટા ઉડાવતા બોલી ઉઠયા!

પટેલ—જોયું પોર્યા! આપણુ છંચા કેવા બનાઇવા છે. હારની જોઇએ ઘોડુ કે ની જોઇએ ગધેડુ ચાવી ચડાવી કે બચ્ચ સુરરરર...સપ દેતું ચાઇલુ? હું છમજ્યો?

મોરીયો—તો હૂં હારુ એ કાકા આપકી ગાલ્લીનું અંજીર કંઇ ચાવી આપ્યાનુ નથી. ઇમાં તો હારા કોલછા બારીને દોડાવતા છે.

પટેલ—હ એમજ દેહુ મોરીયા બાપડી રેકડીને

ધની હાથે મેલી હોય તો હું રેઢ થાય કોણ જરત જુને.

મોરીયો—અરે રેકડી એકરીના ભૂકા ઉડી જાય ને એન્જીનારના બાર વાગી જાએ કાકા જોજો જડકા જેવા કોઇ કાડો એવું કરતા નાનો પરભો તમ દાદાને પાણી પાવા પોંકો જહો.

એ પ્રમાણે હાઠા ઠીઠીમાં ચલથાણ સ્ટેશન આવી પહોંચ્યું ગાડી થોભી પડી એટલે ધનાભાઇ બેઠા ઉઠ્યા.

પટેલ—કેમ કેમ હારી આ આમ ડચક ડચક ચાલવા માંડી ? કંઇ ખીલી બીલી નીકરી કે શું— જોનો પોર્યા

મોરીયો—અરે નઇરે કાકા એનો ચલથાણનું ટેશન આઇવું ! અંઇ પાછી હારી ઉભી રેતી છે તો !

પટેલ—હું તીયાંજ ઉનો હારો જાણું—કે કંઇ આંક બાંક બાંઇગો કે હું શુ છમજે

એટલે તો સરરરરરર......દેતી ગાડી ચાલતી

થઇ. કેમ કેમ આ હારી નાડી હેવુ ઝાડ દેખી ભડકી કે હુ જોગે પેર્યો.

મોરીયો—હારા તમે તો છેક ડફોર જેવાજ દેખુ બેઠા તીયારના હારા ગાંડા જેવાજ થઇ ગીયા છો. હારુ એટલામાંજ આમ બાવરા બની ગીયા છો. તે તેં મમ્મઇમાં તમારો હું વેક થહે કાકા ડાચુ વલ્લુ થેઇ જતુ રેવાનુ છે

પટેલ—અરે હુ વલ્લુ થેં જાય હારાને એવું જોરથી ભીડી રાખુ કે બછ દુશમન માફક છુ છમજો

મોરીયો—તે તો તાંજ ખબર પડહે તો—! પાછા આવછો તીયારે છલામ કરેહુ

પટેલ—હં ! પોર્યા મોરીયા. આ હંધા લોકો વાતો કરતા છે કે મમ્મઇ–આમમાં વાડાનું તો નામજ નીં મળે. તીઆરે હારા ઢોર કંઇ ચરતા ઓહે ઢોર

મોરીયો—હા તમારીકી.....મુમ્બઇના ઢોર તે વરી ખાહ ચરતા ઓહેકે અરે એતો હહરા આમ કેવું કેવું ખાય !

એમ ગપ્પામાં ગપ્પામાં ગાડી ઠેઠ સુરત સ્ટેશનની નજીક આવી પહોંચી. મીલના ભુંગળાં અને મે હું ટાવર દેખાવવા માંડયું-આગળથી વતી મીલનું ભુંગળું બતાવી ધનાભાઇ બોલ્યા.

પટેલ—બપપપ .. .... બાપરે ..એટલે ..ક્યુ ઉંચુ ? ઉંચુ ને મોરુ ; મોરૂ હુ દેખાતું છે !

મોરીયો—(સુખાડીકી) એજ છુંગળ પણ ખબર ની દેહું-જાઓ-જાઓ પટેલકાકા તમે તો છેક ગાંધ જેવા છે !

પટેલ—કેમ હારા કાકાનો કે હુ હારા ગાંડો તારો બાપ હવરા મને હુ ખબર હારુ સુરત આવુ છે. આનો હારૂ ઉંચુ ઉંચુ ને લાંબુ તુંગીયા જેવું છે આવું સુરત અનો કંઇ ની હારુ ! ધત્તનેગીકી છુ છમજ્જે એટલે તો ધરરરરરરુ...... કરતી ગાડી સુરત સ્ટેશન ઉપર આવી- ઉભી મજુર! મજુર! શેઠ મજુર! એ હરીલાલ આ બાજુ વીગેરે અનેક તરાહની કોલાહલ મચી રહી મોરીયાએ પટેલને કહ્યું !

મોરીયો—એકાકા ? સુરત આઇવું !

માસ્તર એહમ ચીડાય ગયા.

મો. યુ કેમ રાસ્કલ

કહી એક ધક્કો માર્યો એટલે ગપદઈ આપણા ધનાભાઈ દરવાજા બહાર નીકળી ગયા. મે.ર.ચો ટીકીટ આપી પાછળ સરકી આવ્યો.

ધીરે ધીરે ધનાભાઈને કુવા પાસે લઈ કોથળો ઉપરની મોરીયો બોલી ઉઠ્યો ?

મોરીયો—એ કાકા ! લાવો બે'ક હું પાણી ભરી લાઉં-તમે જરા નાસ્તો પાણી કરી લો પેલી ગાડી હમણા આવી પોગશે ?

પટેલે મોરીયાના કહેવા મુજબ લોટો કાઢી આપ્યો મોરીયો લોટો લઈ-ચાલતો થયો. એટલે ધનાભાઈએ નાસ્તાના બે ભાણા તૈયાર કર્યા-મોરીયો આવી પહોંચ્યો અને જણા નાસ્તો કરવા બેસી ગયા.

આપણા ધનાભાઈએ ઉતાવળને લીધે ઢેબરાને જોયા વગરજ આખુને આખુ ઠાંસીઠુસી મોઢામાં ઠેકવી દેવા માંડયુ મોરીયો પણ વખાણી વખાણી મોળા પાપડી ગપગપ ગટકાવવા મંડયો. એટલામાં

ટન-ટન-ટન-ટન ઘંટાનો અવાજ સંભળાયો મોરાપો બોલી ઉઠયો.

એ કાકા ઉતરજ કરે હેલી આવી પોંચી.

પટેલ એકદમ હાથ ધોઇ નાંખ્યા. મોરીયો પટેલની રહેલી ગોળપાપડી ગલોફામાં ખાલી લોટો લઇ ચાલતો થયો ઉપર ધુમવાડા બોલાવતી ગાડી આવી ઉભી રહી મોરીયાને ગોળપાપડી ચાવતાવાર થઇ એટલે ધનાભાઇનો ગભરાટની સાથે બકબકાટ ચાલુ થયો.

પટેલ—એ હારે ગીગા કંઇ? હકરો રવડાવી મ રહે કે હું! ઓ હારાનુ હજુ -ઠેકાણું એ તારૂ છતીવાનાછ થાયરે આહારા હયાં મ્હડી આઇલા! ઉં છેલ્લો જરા તે એહાઓ કંઇ! એથીયુ હુ-હડ રીનો કેડે માથુ મુડવા બેસી ગયો કે હુ?

એટલામાં ટનટન, ટન.ટનન-ફરી ઘંટ વાગ્યો અને સામેથા મોરીયો દેખાયો. ધનાભાઇ મોટેથી બુમ પાડી ઉઠયા

એહારા અભરડી કાક! ગબરડી હારી ચાલી જતી છે! હાંફલે હાંફલો મોરીયો આવી પહુંચ્યો

## પ્રકરણ ૫ મું.

હત તારા પરમેહરની ! કંઇની હારે.

પ્રિય વાંચક પવન વેગે ગાડી સુરતનુ સ્ટેશન છોડી પસાર થય ગઇ મોરીગો ટગર, ટગર, જોતો વીલે મોઢે પાછો ફર્યો. આપણા ધનાભાઇ મુંબઈ તરફ ચાલવા માડયા

ધનાભાઇના કમ્પાર્ટમેન્ટમાં તેઓ સાથે ફકત ત્રણજ પેસનજરો હતા. જેમાં એક ચરોતર જીલ્લાના પાટીદાર ગ્રહસ્થ મોહનલાલ અને બીજા તેઓના મિત્ર ભુલાભાઇ હતા. આ બંને પાટીદાર ગ્રહસ્થો જ્ઞાતિ અભિમાન સારૂ ધરાવતા-ભાઇઓની જીંદગી સુધારવા તેઓ એ એક પાટીદાર સુધારક સમાજ સ્થાપી હતી. જેમાં પ્રમુખસ્થાન અને સેક્રેટરીનો હોદો આપણા મોહનલાલ ભોગવતા.

આ બાજુ ધનાભાઇ તો એક્કા ત્યારના હાથરો ખોળામાં રાખી-એકાટસે બન્નેની સામે ટગર ટગર જોઇ રહ્યા છે.

આ નવા મેકરના માણસને જોઇ આપણા

મોહનલાલ અને ભુલાભાઈ વીચારમાં પડી ગયા ઝટ ફેસલો લાવવા મોહનલાલે ધનાભાઈને પ્રશ્ન કર્યો ?

મોહનલાલ—ભાઇ આપનુ નામ શું કયાં પધારો

ધનાભાઇ—મારૂ નામ ધનો અમે મમ્મઈ જતા છીએ બાપ

મોહનલાલ—ઠીક ભલે કયાં ઉતરવાના છો!

ધનાભાઇ—એ હારૂ તેજ તો હેતુ હુ કેવાતુ ચલ્લીગેટ ચલ્લીગેટ

મોહનલાલ અને ભુલાભાઈ હસી પડયા વધારે જાણુવાની ઈચ્છા સાથી મોહનલાલે ફરી ધનાભાઇને સવાલ કર્યો

મોહનલાલ—ઠીક ત્યાર તો આપણો સંગાથ છે. વારૂ મુંબઇ શા માટે પધારો છો કયાંના ન્યાતે કેવા છો.

ધનાભાઇ—ઓ બાપરે હાઉ આટલુ લાંબુ લપઝીંદર જેવુ પુછો તે ઉ હારો ગામડીઓ કી રીતે જવાબ આલુ તમે તો માસ્તર છોઓ ને ઉતો હારો ગામડયો છેમ હુ છમજો જો એક

સુધારક સમાજના સેક્રેટરી કેમ આમ સુક ખાઇ ગયા,
પુછો તો ખરા ભાઇ નેકે તે ઓળખેડવા, પાટીદાર છે કે કડવા

મોહનલાલ—ઠીક ભાઇ ઠીક કરો મશ્કરી
તમારો વખત છે વારૂ ધનાભાઇ આપ ભેડવા
પાટીદાર છો કે કડવા

ધનાભાઇ—કોણ હારો કડવા છે એ કડવાનું
તમારે શું ? શુ છમજા અમે તો છારા માણુહ
છીએ ખબરની ઓય—અમારી તો મો........ટી
નીયત છે ને એવુ હાઉ કે બછ આમ બારમાપર
બારમા ઉડે—લાડુ હેલા ગોર ગોર ? ને મઘરા
મઘરા આવતા છે તે " હારા લાડવા ? શુ છમજા
ને વરી કુરતના છચારા ની હાંભગ ઓ ! તાંતો
એવું હારૂ આમ—મછ દોકો મરી ગીયો કે ધરી
દુધપાક ? દોકી મરી ગઇ કે મમજ દુધપાક ?
શું છમજા ? ને વરી એનુ હાર કે વડ પછ઼ંદ
ની પડી કે હેલા કાગરીયાપર ભઇ કરી દેવાની
કે ખવાઇ. છુટ્ટાકેડા શું છમજા ? છે તમારે તે
એવુ ! ધંદા ઓય તીયારે ?

આ મોટું લાંબુ ન લાંબુ લેક્ચર સાંભળી

મોહનલાલ—શું કહ્યું બાઇ હમા અને નગીનારમાં તે વળી શું?

જુલાબાઇ—એ બધીએ હું તમને આગળ મુંબઇમાં કોઇ દીવસ ફુરસદે વાત કરીશ. હાલ તો આ બિચારા "આગડીયા મજાર"નો કોથળો ઉતરાવો નહિ તો મુંબઇ પહોંચતા અડધો થઇ જશે.

મોહનલાલ—ભલે બાઇ જેવી આપની મરજી ધનાબાઈ આ કોથળો ખોળામાંથી નીચે મુકી દેોને. ખાલી શા માટે ભાર ઉપાડી રહ્યા છો.

ધનાબાઈ—હું કેના છેઓ? કોથળો નીચે મકું? હાકરાઓને ખબર ની ઓય કે અંદર જોખમ ભરેલું છે.

મોહનલાલ—એમ ખાજાઇ શું જાઓ છો જોખમ હોય તે કાઢી ઓસીકે મુકો પણ બીજુ સામાન તો નીચે રખી દ્યો ભલા માણસ તમને બેસવું સુગમ પડશે.

ધનાબાઇ—અ—હં નીરે બાઇ હારૂ બધુંજ જોખમ? કાઢુ છુ ને રેવા હું દઉં

મોહનલાલ—વાહ એટલુ બધુ તે શુ જોખમ

આણે। કોથળો ભરી ઉપાડી લાવ્યા છો ?

ધનાભાઈ–હું કેમ હારૂ ? જુઓ ગણો ઢેબરા છે ? તરેલા પાપડનો ચુરો છે ? ગોરપાપડી છે ? વરી બે ચાર જાતના આથણાં છે હું છમજા ?

મોહનલાલ–બધુ સમજા મહેરબાની કરી રાખી હયો કોથળો નીચે જાઓ તમારા એ સામાનનું જોખમ મારે માથે તમને તમારો કોથળો ચર્ની-રોડને સ્ટેશને સહીસલામત સોંપવો પછી છે કાંઇ વાંધો હગો આ વચન.

મોહનલાલે ધના પટેલને વચન આપ્યું એટલે કોથળો નાચે મુકી પરેલ બત્તી સામે આંગળી કરી બોલી ઉઠયા—

એ ભય ઓ હે......શુ લપક લપક થાયા કરતુ છે તે હુ છે ? દારૂ કીયાનનું ઉ બેઠા દીયાગનું લસ્કીયાંગ કરતુ છે ? ભલીભલી જાતના જાનવર જોયા પણ આવું તો હારૂ દીઠેલુજ નઈ ? હું છમજા ? હારી વીલાતી ચકલી છે કે હુ ?

મોહનભાઈ તથા મુલાભાઈ ખડખડ હસી પડ્યા

વાદ મુખ કરી ધનાભાઈ આભાર કરી ખતમ

કરી નાંખી પનારા જેવા પેસેન્જર અમને અમારી જીંદગીમાં મળ્યો નથી. હસાવી હસાવી અમારો જીવ લેવા ધાર્યું છે કે શું છે? ભલા માણસ એ તો બત્તી છે બત્તી દીવો.

પટેલ–ઓયવની? ધુમો કંઇ નીકરતો. ગાછતેલના ખડીયામાંથી તો ધુમો નીકરે ધુમો! છુ જમજા? આતો હારૂ તમે મને ફગાવતા છેઓ.

મોહનલાલ–તે આતે શું કાંઇ ગ્યસલેટનો ખડીયો છે તે ધુમાડો નીકળે. આનો ઇલેક્ટ્રીક! ઇલેક્ટ્રીક.

પટેલ–ઓય તારી! માની એક અસનરી કરૂ! હારી આની? વાહરે બાઇ વાહ! હકરી ગાડીવારી છરકાર તેનો કંઇ કઇ બનાવી લાઇખું દેખુ? છું છ મજા

એટલામાં વાયુવેગે વહન કરતી પેસેન્જર ટ્રેન દમણ સ્ટેશન ઉપર આવી ઊભી રહી. ધનાબાઇ ગભરાઇ બોલી ઉઠયાં હારૂ આઇનું કે હું!

મોહનલાલ–નહિ બાઇ આતો દમણ છે મુંબઇ નો સવારમાં આવશે હવે સુખેથી સુઇ જાઓ

જુવો વખત ઘણો થઇ ગયો છે એમ કહી આપણા મોહનલાલ અને ભુલાભાઇ પોતાના બીસ્તરા ઉપર સુઇ ગયા.

ધનાભાઇ પણ એક બાજુ સુતા સુતા વિચાર કરવા લાગ્યા.

હવારમાં હારૂં મગમઈ આવહે આપડે તો તો શેઇ બખેજ ઉતર છું! મોલહુ પણ ફુરસી! હારી હવાર કેમની પડતી! હારો પરમેહર પણ ઉંધો હેઠું–વેઠો હવાર પાડનોની! એ હારી અણ્ણુ પડી નઇ—

હે તારા પરમેહરની! કંઇની હારો

એમ લવારો કરતા આપણા ધનાભાઇ નિંદ્રાદેવીને આધીન થયા ત્યો સાહેબજી હવે તો મળજો ધનાભાઇને મુંબઇમાં

(સંપૂર્ણ.)

# વાંચો! વાંચો!! વાંચો!!!

નીર્દોષ ચરિત્રથી ભરપુર રસિક નવલક

# રણજીત અને કુસુમ

અથવા

# સાચાં સહોદર.

આમાં ભાઈ બહેનના પ્રેમ, ગરીબ સંસાર નીભાવવાની કળા, પ્રેમના વહેમના પરિણામ વિગેરે વિષયો વાંચવાથી તમારા તેમજ તમારા સ્નેહીના ચારિત્રમાં મનન કરવા યોગ્ય આદર્શો વાંચવા હોય તો અવશ્ય મંગાવો પાકું પુંઠું સોનેરી એ નામ સાથે

**કીં. રૂ. ૨-૦-૦ વી. પી. જુદુ**

**જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.**

બુકસેલર એન્ડ પબ્લીશર,

**લીમડાચોક, સુરત**

સુરત સ્ટેશન રોડ, પોલીસ લાઇન સામે આવેલા ભારત પ્રી. પ્રેસમાં મંગળદાસ જેકીશનદાસે છાપી.





# ફ્લાનો ઓથમીર

અથવા

# ગામડીયો ગમાર.

કી. ૦-૪-૦







# ક્લનો ઓથમીર

અથવા

# ગામડીયો ગમાર.

કી. ૦-૪-૦

